૨૭/૧/૪૫

# શ્રી બ્રહ્મચારીશ્વર મહાદેવના શિવાલયના

## ઉદ્‌ઘાટન-સમયે

### બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિના પ્રમુખ નામ. ગણેશ વાસુદેવ માવલંકરનું

# નિવેદન

તા. ૨૭-૧-૧૯૪૫

**સર ચીનુભાઈ, સજ્જનો અને સન્નારીઓ,**

**શ્રી બ્રહ્મચારી વાડી શિવાલયના** આજના ઉદ્‌ઘાટન અવસરે આપ **સૌને** બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિ તરફથી આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે. તે તે સ્થળ અથવા ભક્તોના નામ સાથે શ્રી-મહાદેવના નામને જોડવાની આપણી પ્રાચીન પ્રથા છે, તો આ દેવસ્થાન **શ્રીબ્રહ્મચારીશ્વર મહાદેવ**ના નામે પ્રસિદ્ધ થાઓ એવી ભગવાન શંકરને પ્રાર્થના છે.

આ બ્રહ્મચારીશ્વર શિવાલયનું ઉદ્‌ઘાટન કરવા સર **ચીનુભાઇને** હું વિનંતી કરું તે પહેલાં શ્રી બ્રહ્મચારી વાડી સંસ્થાની પ્રગતિનું ટૂંકું નિવેદન આપ સમક્ષ રજૂ કરું તો તે અસ્થાને નહિ ગણાય. બ્રહ્મચારી વાડીનો પ્રારંભથી ૧૯૪૦ સુધીનો ઇતિહાસ અમદાવાદના નાગરિકો સમક્ષ તા. ૨-૧૦-૪૦ના દિવસે આ બાજૂ ઉપર જુઓ છો તે વિદ્યામંદિરનું સર સર્વપલ્લી રાધાકૃષ્ણને ઉદ્‌ઘાટન કર્યું તે અવસરે મેં કર્યું હતું; એટલે તેની પુનરુક્તિ ન કરતાં સ્મૃતિના અનુસંધાન પૂરતી મુખ્ય બાબતો જણાવી આ સંસ્થાની વર્તમાન પ્રગતિ અને ભાવી આકાંક્ષાઓ આપને નિવેદિત કરીશ.

**ઉદ્‌ગમ**

આ સંસ્થાના ઉદ્‌ગમના ઇતિહાસનો દસ્તાવેજી પુરાવો કાંઈ મળતો નથી, પણ શ્રુતપરંપરા પ્રમાણે અમદાવાદમાં બાદશાહોના છેલ્લા તબક્કામાં અને પેશ્વાઈની શરૂઆતમાં—ઈ. સ. ૧૭૫૦-૬૦ના અરસામાં—એક શ્રી રામાનંદ અગર તેમના ગુરુશ્રી લક્ષ્મણાનંદ કરીને મહંત પુરુષ હતા તેમ-

નાથી શરૂ થાય છે. તેમણે બાદશાહી ખાનદાનના કોઈ નબીરાને અસાધ્ય રોગમાંથી મુક્ત કર્યા તેના ઉપકારના બદલામાં તેમને ભદ્રમાં અમુક જમીન અને શ્રી ગણેશબારી નજીક હાલમાં પંચનાથ મહાદેવ છે તે જગાની ભેટ ધરવામાં આવી. હાલની જગા તે જગાના બદલામાં બ્રિટિશ સરકારે સન ૧૮૨૧માં આપી હતી. તેમાંથી આ સંસ્થાની ઉત્પત્તિ થઈ.

'અહીં સ્થપાયેલાં શિવમંદિરોની પૂજા અર્ચા કરવી, જાત્રા અર્થે આવતા બ્રહ્મચારીઓનું આતિથ્ય કરવું, અને બ્રહ્મચારીની પ્રાચીન ભાવનાને જાગરિત રાખે એવી રહેણીકરણી સાથે સંસ્કૃત વિદ્યાનું શિક્ષણ આપવું અને તેનું પોષણ કરવું' એ આ સંસ્થાનો મૂળ ઉદ્દેશ હોય એમ તેના નામથી અને ૧૮૯૨માં અમદાવાદના જોઇન્ટ જજની કોર્ટમાં જે યોજના મંજૂર થઈ તે ઉપરથી જણાય છે.

આ પ્રારંભકાળનો અહેવાલ થયો.

સન ૧૮૯૩માં આ સંસ્થા માટે કોર્ટે મુખ્ય ઉદ્દેશો તથા કાર્યપ્રણાલી નક્કી કર્યાં તે આ પ્રમાણે :

(૧) હિંદુધર્મ, તત્ત્વજ્ઞાન, વિદ્યા, કળા, શાસ્ત્રો (Science), સાહિત્ય, એ વિષયો ઉપર અને ખાસ કરી બ્રહ્મચર્ય વિશે વ્યાખ્યાનો અપાય તે સારુ એક વ્યાખ્યાનમંદિર (Lecture-Hall) બાંધવું;

(૨) જ્ઞાનપ્રચાર થાય અગર સમાજનું હિત સધાય તેવી ચર્ચાઓ અગર પ્રવચનો માટે પણ તેનો ઉપયોગ કરવો;

(૩) એક નિશાળ પણ બાંધવી; અને

(૪) મંદિરોની પૂજા, શ્રાવણ માસ તથા શિવરાત્રિના ઉત્સવો, બ્રહ્મચારીઓની સરભરા, સંસ્કૃત શિક્ષણ, છાત્રવૃત્તિઓ વગેરે બાબતોમાં કેટલીક વ્યવસ્થા કરવી.

આ ઉદ્દેશો બર લાવવા માટે શરૂઆતમાં કૈ. વા. દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાહેબને ટ્રસ્ટી નીમવામાં આવ્યા હતા; અને તેઓ હોદ્દો છોડે તો તેમની જગાએ વખતોવખત ટ્રસ્ટી નીમવાની સત્તા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આપવામાં આવી હતી. બીજી પણ સંબંધ ધરાવતી વ્યવસ્થાઓ સદરહુ યોજનામાં કરવામાં આવી હતી, જે અહીં આ પ્રસંગે કહેવાની આવશ્યકતા નથી.

મૂળ તત્ત્વો ઉપર મક્કમ રહી સંસ્થાના બાહ્ય સ્વરૂપમાં અને પ્રવૃત્તિમાં આ પહેલો મહત્ત્વનો ફેરફાર થયો.

**સ્વરૂપ અને પ્રવૃત્તિમાં પ્રગતિ**

આ વહીવટ દરમિયાન કેટલાંક વર્ષોથી વાડીમાં રહેતા બ્રહ્મચારી મેહેરરામ ઉર્ફે બંબમહાદેવને અસંતોષ થતાં સન ૧૯૩૦માં મામલો કોર્ટે ગયો હતો અને તેમાં સોસાયટીને પક્ષકાર તરીકે જોડવામાં આવી હતી, તે કામ અંગે નામદાર કોર્ટે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે સોસાયટીને ટ્રસ્ટી નીમવાનો હક્ક છે એટલું જ નહિ પણ ટ્રસ્ટી હસ્તકના તમામ વહીવટ ઉપર કાબૂ તથા દેખરેખ રાખી જરૂર પડયે ટ્રસ્ટીને સોસાયટી ખસેડી પણ શકે છે.

બ્રહ્મચારી વાડી સંસ્થાના મૂળ ઉદ્દેશને લક્ષ્ય કરી સંસ્કૃત વિદ્યાના અધ્યયન સંશોધન અને પ્રચારકાર્ય અર્થે દેશની એવી બીજી પ્રસિદ્ધ સંસ્થાઓને ધોરણે મૂકવાના હેતુથી પહેલાંની યોજનામાં ઘટતા સુધારા કરવા ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી નામદાર ડિસ્ટ્રિક્ટ જજને સન ૧૯૩૨માં અરજી કરવામાં આવી. આનો ચુકાદો ૧૮-૬-૩૫ના રોજ આવ્યો અને તેમાં મૂળ યોજનામાં નીચે પ્રમાણે ફેરફારો કરવામાં આવ્યા :

(૧) બ્રહ્મચારી વાડીની ટ્રસ્ટી સોસાયટીને ઠરાવવી; તેનો વહીવટ કરવા સોસાયટીએ એક કારોબારી સમિતિ નીમવી, જેમાં સોસાયટીના ત્રણ સભ્યો અને બહારના બે, એમ પાંચ સભ્યો, જે સનાતન ધર્મમાં માનનારા હોય, તેમને નીમવા: અને તે સમિતિ પાંચ વર્ષે બદલાય.

(૨) પહેલાંના ઉદ્દેશોનું નીચે મુજબ વધારે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું :

(અ) અસલ સંસ્કૃત વિદ્યાના અધ્યયનને વિશાળ અને સંગીન ધોરણે મૂકવા તથા વિદ્યાર્થીને ઘટતી તાલીમ તથા દિશાસૂચન કરવા માટે લાયક આચાર્યો-અધ્યાપકો નીમી તમામ ઘટતી તજવીજ કરવી.

(આ) હિંદુ ધર્મને લગતાં સાહિત્ય, તત્ત્વજ્ઞાન, શાસ્ત્રો (Science) અને કલાના અભ્યાસાર્થે, તેમ જ સામાન્ય રીતે તમામ શાસ્ત્રોના તુલનાત્મક અભ્યાસ માટે નાણાંની સગવડ થાય તેમ એક પ્રથમ પંક્તિનો પરિપૂર્ણ પુસ્તકસંગ્રહ કરવો.

તદનુસાર પાંચ સભ્યોની બ્રહ્મચારી વાડી સમિતિ તા. ૧૬-૮-૧૯૩૫

ના રોજ નીમવામાં આવી. ત્યારથી તે સમિતિના હસ્તક વાડીનો વહીવટ ચલાવવામાં આવે છે.

આ યોજના પ્રમાણે બ્રહ્મચારી વાડી ટ્રસ્ટનો વહીવટ શરૂ થતાં તેનું ત્રીજું પ્રકરણ શરૂ થયું.

**સાંપ્રતિક પ્રગતિ**

ત્યાર પછીના નવા વર્ષમાં આ સંસ્થાએ પોતાના ઉદ્દેશ તરફ જે પ્રગતિ સાધી છે તેનું નિવેદન કરું તે પહેલાં જણાવી લઉં કે એ ઉદ્દેશને પહોંચવાના પ્રયત્નમાં જે કેટલીક અડચણો આવે છે તે દૂર કરવાના હેતુથી ચાલુ યોજનામાં થોડાક આવશ્યક ફેરફાર કરવાની મંજૂરી આપવા નામદાર ડિસ્ટ્રિક્ટ કોર્ટને થોડા રોજ ઉપર અરજી કરવામાં આવી છે.

આપના ધ્યાનમાં આવ્યું હશે કે આ પરિવર્તનોનો હેતુ બ્રહ્મચારી વાડીનો આત્મા ઉત્તરોત્તર વધારે પ્રકટ કરતા જવાનો છે. તે આત્મા તે સંસ્કૃત વિદ્યા અને હિંદુ સંસ્કૃતિનું અધ્યયન અધ્યાપન અને. સંશોધનદ્વારા સંવર્ધન ! કાળની અસરથી જીર્ણ થતાં સંસ્થાનાં બાહ્ય રૂપોમાં એ દૃષ્ટિથી 'ફેરફાર કરવામાં આવે છે. એવો ફેરફાર જો ન કરવામાં આવે તો સંસ્થા પ્રાણહીન થતી જાય અને અંતે જડ ખોખું બની જાય !

આ નવા કાર્યના પ્રારંભમાં બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિ કે. વા. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ જેવા અનુભવી, પ્રગતિશીલ અને પ્રગલ્ભબુદ્ધિ એવા સંસ્કૃત વિદ્યાના અસાધારણ પંડિતની દોરવણી મેળવવા ભાગ્યશાળી થઈ.

**બ્રહ્મચારી વાડી સંસ્કૃત પાઠશાળા**

સંસ્કૃત વિદ્યા અને આર્યસંસ્કૃતિના અધ્યયન અધ્યાપન અને સંશોધનનું કેંદ્ર સ્થાપવાના ઉદ્દેશથી બ્રહ્મચારી વાડી સંસ્કૃત પાઠશાલાની સ્થાપના કરવામાં આવી; અને તેની સમગ્ર યોજના આચાર્યશ્રી આનંદશંકરભાઈની સલાહ અને સૂચના મુજબ કરવામાં આવી. તેનું ઉદ્ઘાટન બનારસ હિંદુ યુનિવર્સિટીની ઓરિયન્ટલ કૉલેજના પ્રિન્સિપાલ મહામહોપાધ્યાય પંડિત શ્રી. પ્રમથનાથ તર્કભૂષણના શુભહસ્તે તા. ૧૨–૮–૩૭ના રોજ થયું.

આ પાઠશાલામાં પ્રાચીન પદ્ધતિ અનુસાર પઠન–પાઠનની વ્યવસ્થા છે. તેમાં હાલમાં વ્યાકરણ, ન્યાય, વેદાંત અને સાહિત્યશાસ્ત્રના વિભાગો છે. ઉપરાંત ધર્મશાસ્ત્ર, જ્યોતિષ વગેરેના અભ્યાસની સગવડ પણ છે. પૂર્વમીમાંસા,

ષડદર્શન, જ્યોતિષ, વૈદ્યક આદિ શાખાઓ ખોલવાનો પ્રયત્ન ચાલે છે, તે જ પ્રમાણે પ્રાચીન શિલ્પ આદિના અભ્યાસની સગવડ કરવાનો પણ ઉદ્દેશ છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગની સ્થાપના કરી તે પછી પાઠશાલાના આચાર્ય અને પંડિતો એમ.એ.ના સંસ્કૃતના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનું કાર્ય પણ કરે છે.

૧૯૩૭–૧૯૪૪ સુધીમાં આ પાઠશાલાનો ૧૮૦ વિદ્યાર્થીઓએ લાભ લીધો છે; આ ઉપરાંત કેટલાક વિદ્યાપ્રિય ગૃહસ્થો તથા સંસ્કૃતના પ્રોફેસરોએ પણ આ પાઠશાલાનો લાભ લીધો છે, અને લે છે.

પ્રાચીન પદ્ધતિએ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને બનારસની ક્વીન્સ કૉલેજના અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપવામાં આવે છે અને પરીક્ષા માટે બનારસ મોકલવામાં આવે છે. અત્યાર સુધીમાં જુદી જુદી પરીક્ષાઓમાં નીચે પ્રમાણે વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે:

| | |
|---|---|
| આચાર્યના જુદા જુદા ખંડોમાં | ૧૦ |
| શાસ્ત્રીના જુદા જુદા ખંડોમાં | ૧૮ |
| બાકીની પરીક્ષાઓમાં | ૧૯ |

આ ઉપરાંત કલકત્તાની સં. પરીક્ષાઓ પણ છોકરાઓએ આપી છે, જેમાં કુ. વસુમતી શાહ ગયે વર્ષે વ્યાકરણતીર્થ પરીક્ષામાં સર્વમાં પ્રથમ આવ્યાં છે.

**સંસ્કૃત વિદ્યા અને આર્ય સંસ્કૃતિનું સંવર્ધન**

સંસ્કૃતવિદ્યાનું અને આર્યસંસ્કૃતિનું શિક્ષણ અને સંશોધનદ્વારા સંવર્ધન થાય અને આ દેશના ભાવી ઘડતરમાં તે પ્રેરક બળ બને એવી વિશાળ ભાવનાથી બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિ પોતાની કાર્યરેખા આંકે છે. આ દૃષ્ટિથી જ શહેરની ગડબડથી દૂર છતાં શહેરથી અતિદૂર નહિ એવા સ્થળે બ્રહ્મચારી વાડી સમિતિએ બાર એકર અને સિત્તેર ગૂંઠા જમીન લીધી છે. એ વિભાગમાં અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની કૉલેજો છે, અને ગુજરાત વિદ્યાપીઠ જેવી મહાન સંસ્થા પોતાના શ્રીમદ્રાજચંદ્ર જ્ઞાનભંડાર જેવા અસાધારણ ગ્રંથસંગ્રહસહિત વિરાજે છે. એ સ્થાને અમદાવાદ શહેરના અને ગુજરાતના સંસ્કૃતવિદ્યારસિક નાગરિકોના સહકારથી સંસ્કૃત વિદ્યાપીઠ સ્થાપવાનો બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિનો અભિલાષ છે, જે ગુજરાતના ભાવી વિશ્વવિદ્યાલયનું એક સમર્થ અંગ બની શકે.

પણ આવા ઉદ્દેશની સિદ્ધિ વિદ્યાઉપાસકોના ત્યાગ અને ધનિકોનાં ધનના સહકારથી થઈ શકે છે. બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિને શ્રદ્ધા છે કે ગુજરાતમાંથી આ બન્ને પૂરતા પ્રમાણમાં મળી રહેશે. અહીં જણાવતાં મને આનંદ થાય છે કે ગોલોકવાસી શેઠ હરજીવનદાસ પુરુષોત્તમદાસ ટ્રસ્ટફંડના વિદ્યમાન ટ્રસ્ટીઓએ સંસ્કૃત વિદ્યા, હિંદુસંસ્કૃતિ, દર્શનશાસ્ત્રો, શુદ્ધાદ્વૈત વેદાંતદર્શન વગેરેના અભ્યાસને મદદ આપવા રૂ. પચાસ હજારનું બ્રહ્મચારીવાડી ટ્રસ્ટને દાન કર્યું છે. આ માટે બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા સર્વે સંસ્કૃતપ્રેમીઓ તરફથી તે ટ્રસ્ટના ટ્રસ્ટીઓ-શેઠ મોતીલાલ ગોવિંદલાલ શાહ તથા શેઠ માણેકલાલ મણિલાલ-નો જાહેર રીતે હું આભાર માનું છું. આ પાઠશાલાના આચાર્ય પ્રો. નાગરદાસ બાંભણિયા એમ. એ., એલએલ. બી. શુદ્ધાદ્વૈત વેદાંતના અસાધારણ વિદ્વાન છે, અને તેઓ સંસ્કૃતના એમ. એ.ના વિદ્યાર્થીઓને તેમ જ બીજાઓને તેનું શિક્ષણ આપે છે; એટલે આ દાન આપવાનો એક ઉદ્દેશ તો આ સંસ્થામાં પહેલાંથી જ ફલીભૂત થયેલો છે, અને ભવિષ્યમાં તેનો સંયોગો પ્રમાણે વિકાસ થશે એ એ કહેવાની જરૂર નથી.

**સંસ્કૃતિના અભ્યાસની જરૂર**

આજના અર્થપ્રધાન યુગમાં ઉપયોગિતાની દૃષ્ટિએ વિજ્ઞાન, વેપાર, હુન્નર, ઉદ્યોગનું શિક્ષણ આપવાની સંસ્થાઓ તો ગુજરાત પોતાના આર્થિક લાભ ખાતર સ્થાપશે અને પોષશે; પણ જેનાથી મનુષ્યજીવનમાં સંસ્કાર આવે, ભાવનાનું બળ વધે અને વિશાળ આધ્યાત્મિક દૃષ્ટિ ખૂલે એવી આ દેશની સંસ્કૃતિના અભ્યાસ અને સંશોધન માટે તે જે કાંઇ કરશે તેનાથી જ સંસ્કારી દેશોમાં તેની ગણના થશે. એટલે ફરીથી આ સ્થળેથી આ અવસરે ગુજરાતને એ પ્રાર્થના કરવા ઇચ્છું છું કે આ સંસ્કૃતિસંવર્ધનના કાર્યમાં તે સમર્થ ફાળો આપી પોતાનું સ્થાન સિદ્ધ કરે ! એ સ્થાન ગુજરાત સિદ્ધ કરશે તેમાં મને શંકા નથી.

**ધ્યેયની પ્રાપ્તિ**

બ્રહ્મચારી વાડી ટ્રસ્ટના આ મુખ્ય વિદ્યાઉદ્દેશને સિદ્ધ કરવામાં આ સમિતિએ જે પ્રગતિ કરી છે તેનો સંક્ષેપમાં આપને ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. તા. ૨-૧૦-૪૦ના રોજ મેં જે નિવેદન કર્યું હતું તેમાં જણાવ્યું હતું કે બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિને બે કાર્ય કરવાનાં બાકી હતાં: (૧) નિશાળનું મકાન બાંધવાનું અને (૨) બીજું, મૂળ બ્રહ્મચારીના સ્મરણાર્થે તેમની સમાધિ ઉપર શિવાલય બાંધવાનું.



પહેલું કામ તો ૧૯૪૦માં જ પૂરૂં થયું હતું–અગાઉ જણાવ્યા મુજબ આ બાજૂ ઉપર જુઓ છો તે સુંદર વિદ્યામંદિરનું ઉદ્‌ઘાટન સર રાધાકૃષ્ણનને હાથે થયું છે.

બીજા કામની પૂર્ણાહુતિ કરવાનો આજે શુભ પ્રસંગ છે, અને તે કાર્ય કરવા ચુસ્ત શૈવ પરંપરાને અનુસરનારા આ શહેરના અગ્રણી નાગરિક કૈલાસવાસી સર ચીનુભાઈના પુત્ર વિદ્યમાન શ્રી. ગિરિજાપ્રસાદ મળ્યા છે તે આપણું અહોભાગ્ય છે.

**મંદિરનો ઇતિહાસ**

આ મંદિર બાંધવાનો પણ થોડોક ઇતિહાસ છે. જે સ્થળે શ્રી બ્રહ્મચારીની સમાધિ ઉપર શિવલિંગ સ્થાપેલું હતું તે ઉપર સન ૧૮૯૫થી સ્ટેજ બંધાવેલું હતું. ધર્મબુદ્ધિને સંતાપ આપે એવી આ ઘટના કેમ બની અને તેને કેમ ચલાવી લેવામાં આવી તે સમઝી શકાતું નથી. તે ગમે તેમ હોય પણ આ સમિતિના હાથમાં વહીવટ આવ્યા પછી તેનો પ્રયત્ન વહેલામાં વહેલી તકે આ દોષ દૂર કરવાનો હતો; તેથી જ્યારે થિયેટરની જમીનના પટાને નવેસરથી ચાલુ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે સમાધિસ્થ શિવલિંગ ઉપરનો થિયેટરનો ભાગ કાઢી નાખી શિવાલય માટે આવશ્યક જગા બાકી રાખવાની શરતે જ જમીન ભાડાપટે આપી, તે જગા ઉપર આ શિવાલય રચવામાં આવ્યું છે.

**આભાર**

સમિતિએ જ્યારે શિવાલય બાંધવાનો નિર્ણય કર્યો ત્યારે આ સંસ્થાની ઉદાર ભાવનાને અનુરૂપ પ્રાચીન શૈવ શિલ્પને અનુસરી તે મંદિર બાંધવું એવો નિર્ધાર કર્યો. આ માટે પ્રાચીન શિવાલયોના અવશેષોનો અને તેમનાં શિલ્પ સ્થાપત્યનો અભ્યાસ કરવામાં આવ્યો.

આ બધા અભ્યાસ–સંશોધન અને પાયાથી માંડી કળશ ચડાવ્યા સુધીના સમગ્ર કાર્યની ઝીણી દેખરેખ વગેરેનું રસિક છતાં અતિશ્રમસાધ્ય કઠિન કામ શેઠ શ્રી. સુરોત્તમ હઠીસીંગે કર્યું છે. તેમનો આ તકે બ્રહ્મચારી વાડી સમિતિ, ગુજરાત વર્નાકયુલર સોસાયટી તથા સર્વે શિલ્પરસિકો તરફથી જાહેર રીતે આભાર માનું છું.

આ આભાર ઔપચારિક નથી પણ હાર્દિક છે, કારણ કે શ્રી. સુરોત્તમભાઇએ પોતાનું હૃદય રેડી આ કામ પાછળ ઘણો શ્રમ ઉઠાવ્યો છે અને સમય ખર્ચ્યો છે.

આ મંદિરનો નકશો પ્રસિદ્ધ શિલ્પી શ્રી. નર્મદાશંકર સોમપુરાએ કર્યો હતો અને તદનુસાર મંદિર બાંધવાનું કામ શ્રી. હિંમતલાલે કર્યું હતું. આ મંદિરનું બાંધકામ કોન્ટ્રાકટર શ્રી. પરમાનંદે બહુ ખંતથી પડતર કીમતે કર્યું છે. આ સર્વેને આ તકે અભિનંદન આપું છું અને તેમનો હાર્દિક આભાર માનું છું.

**મંદિરનું શિલ્પ**

અહીં આ મંદિરના શિલ્પ વિશે બે શબ્દો કહું તો તે અસ્થાને નહિ ગણાય.

વર્તમાન સમયમાં મંદિરો બાંધવાનું કામ ઘણું અટપટું થઇ પડેલું છે. મકાનો પુલો નહેરો વગેરેના બાંધકામમાં આધુનિક સ્થાપત્યપદ્ધતિએ ઘણી સારી પ્રગતિ થઇ છે, પરંતુ દેવમંદિરો તેની પ્રાચીનતા ધાર્મિક સ્વરૂપ તથા ધર્મભાવના ઉત્પન્ન કરે તેવા શિલ્પશાસ્ત્રની પદ્ધતિએ બાંધવામાં આવતાં નથી. આધુનિક શિલ્પકળા સગવડ તરફ વધારે ધ્યાન આપે છે ત્યારે પ્રાચીન શિલ્પની દૃષ્ટિ ભાવના તરફ વધારે રહેલી છે. હાલમાં મોટા ભાગે જૈન મંદિરોમાં શિલ્પના નિયમોનું પાલન કરવા બાબત વધારે કાળજી રાખવામાં આવે છે, પણ શૈવ કે વૈષ્ણવ મંદિરોમાં તેના પ્રત્યે હાલ ઘણું જ દુર્લક્ષ્ય કરાય છે, તે આપણા હિંદી શિલ્પને માટે ઘણું જ શોચનીય છે. પરંતુ સદ્ભાગ્યે બ્રહ્મચારીની વાડીના આ શૈવ મંદિરનું કામ પ્રાચીન શિલ્પને અનુસરીને કરવાનો બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિનો નિર્ધાર હોવાથી સારું શાસ્ત્રજ્ઞાન ધરાવતા શિલ્પી મિસ્ત્રી હિંમતલાલ સોમપુરાના હાથમાં તે કામ સોંપાયું. મંદિરના કણપીઠથી માંડીને કળશ સુધીનું બધું કામ શાસ્ત્રોક્ત પદ્ધતિએ બનાવવામાં આવ્યું. નજરે જોતાં જ કલાપ્રિય મનુષ્યને આકર્ષે તેવું તે જણાય છે. તેનું તિલક સાગરાદિ શિખર, તેનો ઘુંમટ, ઘુંમટમાં બનાવેલ પ્રાચીન પદ્ધતિની પદ્મશિલા અને તેના તોરણાદિક સ્થંભો અને સપ્તશાખાદ્વાર તથા પાણીની પરનાળે બનાવેલ પ્રાચીન પદ્ધતિનો મકર વગેરે ખાસ આકર્ષક છે. પ્રાચીન શિલ્પકળાના હિસાબે તો આ મદિર ઘણું જ સાદું બનાવવામાં આવ્યું છે, છતાં સ્વાભાવિક સાદાઇ કેટલી આકર્ષક લાગે છે તે આ જોતાં જ સહુને ખ્યાલમાં આવે તેમ છે. આ મંદિરમાં બિરાજતા દેવ આશુતોષ ભગવાન શિવ છે. તે શિવનું વાહન નંદીશ્વર છે. તે નંદી પણ સુંદર ઘાટવાળો યુવાવસ્થામાં આવેલો છતાં પણ જાણે ભગવાન શિવનું ધ્યાન કરી ઇન્દ્રિયોને

સ્વાધીન બનાવી ન રહ્યો હોય તેવો જણાય છે તેમાં જ શિલ્પીની ખૂબી રહેલી છે. હિંદુ પુરાણોમાં પણ ઘણી જગાએ કૂર્મને પૃથ્વીનો આધાર માનેલ છે. કૂર્મ પણ જાણે શિવનું ધ્યાન કરીને જ જગતને ધારણ કરવાનું બળ ન મેળવતો હોય તેમ જણાય છે. તેનું શિલ્પકામ પણ રાણકપુરના લીલા પથ્થરમાંથી અતિ ઉત્તમ બનાવવામાં આવ્યું છે. તે જોઈને પણ દિલને આનંદ થાય તેવું છે.

પ્રાચીન શિલ્પકળામાં તો જગતનો ઇતિહાસ સમાયેલો પડ્યો છે. તેનો અભ્યાસ કરી પ્રાચીન શિલ્પકળાને વેગવંતી બનાવવાની ખાસ આવશ્યકતા છે. આપણા ગુજરાતના ધનિકો અને કલારસિકોએ આ કાર્યને વેગ આપવાની ખાસ આવશ્યકતા છે.

બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિને આ મંદિર બાંધવા પાછળ રૂ. આડત્રીસ હજાર કરતાં વધારે ખર્ચ થઈ ગયું છે. તેમાં બાકીનું ખર્ચ ઉમેરતાં રૂ. ચાળીસ હજાર કરતાં વધારે ખર્ચ થશે.

અહીં મને જણાવતાં આનંદ થાય છે કે આ શિવાલય નિમિત્તે આ પ્રમાણે દાન મળ્યાં છે :

| | | |
|---|---|---|
| (૧) | સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટ | રૂા. ૫૦૦૦ |
| (૨) | શેઠ સોમનાથ ભૂધરદાસ ટ્રસ્ટ | રૂા. ૨૦૦૦ |
| (૩) | પંચાલ ઇશ્વિરલાલ હરજીવનદાસ | રૂા. ૨૦૦૦ |
| (૪) | શ્રી મંગળદાસ જેસંગભાઈ | રૂા. ૫૦૦ |

આ સજ્જનોનો તથા સ્વ. શેઠ સોમનાથ ભૂધરદાસ ટ્રસ્ટફંડના મેનેજિંગ શેઠ બદરીનારાયણ જમનાદાસ–નો બ્રહ્મચારી વાડી સમિતિ તરફથી આભાર માનું છું.

આશા છે કે ભાવિકો અને શિલ્પરસિકો યથાશક્તિ દાન કરી બ્રહ્મચારી વાડી સમિતિને આ બોજામાંથી મુક્ત કરશે.

આ શિવાલયની પૂજા આદિ કાર્યો કરવાનો પ્રબંધ પણ બ્રહ્મચારી વાડી સમિતિ કરે છે. આપ જોશો કે શિવાલયની આગળ વ્યાખ્યાન પીઠ રાખવામાં આવ્યું છે. આ સ્થળે હિંદુધર્મ વિશે પ્રવચનો, વ્યાખ્યાનો, કથાઓ વગેરે યોગ્ય વ્યક્તિઓ પાસે કરાવવાની સમિતિને ઇચ્છા છે.

પ્રાણપ્રતિષ્ઠાનો વિધિ યથાસાંગતા તથા સંપૂર્ણ શાસ્ત્રોક્ત રીતે અમેના જાણીતા વિદ્વાન વે. શા. સં. શ્રી. પુરુષોત્તમ દીક્ષિતે કરાવ્યો છે, તેમ જ આ અંગે યજમાન તરીકેનો ધાર્મિક વિધિ બ્રહ્મચારી વાડી પાઠશાળાના મુખ્ય આચાર્ય પ્રો. નાગરદાસ કા. બાંભણિયા એમ. એ., એલએલ. બી.-એ કર્યો છે. આ બંનેનો તેમ જ તેમની સાથે કામ કરતા વિદ્વાન બ્રાહ્મણોનો આ તકે હું જાહેર આભાર માનું છું.

**યોગ્યને હાથે ઉદ્‌ઘાટનવિધિ**

સર ચીનુભાઈ, તમારા પિતા એક પરમ શિવભક્ત હતા; અમદાવાદના ઘડતરના ઇતિહાસમાં તમારા કુટુમ્બનો—તમારા પ્રપિતામહ શેઠ રણછોડભાઈથી મહત્ત્વનો હિસ્સો છે. તમારા પિતાશ્રી સર ચીનુભાઈ જેવા દાનવીર સંસ્કૃત વિદ્યામાં નિષ્ણાત અને ધર્મપ્રિય શ્રીમાનો ગુજરાતમાં કે અન્યત્ર સુલભ નથી. તેમના વારસદાર કરતાં આ પ્રસંગ માટે બીજું કોણ યોગ્ય ગણાય એ વિચારથી અમે તમને નિમંત્રણ આપ્યું અને તમે ઘણી અગવડ છતાં સ્વીકાર્યું તે માટે તમારો આભાર માનું છું.

આપને આ '**શ્રી બ્રહ્મચારીશ્વર મહાદેવ**'ના મંદિરનું ઉદ્‌ઘાટન કરવા બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સમિતિ તરફથી વિજ્ઞપ્તિ કરું છું.

---

પ્રકાશક : રસિકલાલ છો. પરીખ, મંત્રી, બ્રહ્મચારી વાડી સમિતિ,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, **અમદાવાદ**

મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય, રાયખડ, **અમદાવાદ**

પ્રત ૫૦૦
તા. ૨૫-૧-૪૫

કી. ચાર આના

વિ. સં. ૨૦૦૧
ઇ. સ. ૧૯૪૫